# રાષ્ટ્રીય ગરબા સંગ્રહ

અને

# સ્વરાજ્ય ગર્જના.

સંગ્રહ કરી છપાવનાર,

બુકસેલર જદુલાલ નારણદાસ.

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે, (દુકાન)

( અમદાવાદી બજાર ગાંધી પોળ ( ઘર )

મુ. નડીઆદ.



શ્રી લક્ષ્મીવિજય પ્રી પ્રેસ (બ્રાન્ચ) માં દેસાઇ

રાયચંદ છગનલાલે છાપી. ઠે. રતનપોળ

નગરશેઠની મારકીટ—અમદાવાદ.



આવૃત્તી ૧ સં. ૧૯૭૮ પ્રત ૪૦૦૦

વેપારીઓને સસ્તા ભાવથી મળશે.



કીંમત રૂ. ૦-૧-૬

## ગરબો—૧

રાગ—અમે અજાણ્યા અમે બણીએ રે,
મારો પાલવડો નવ તાણીએ રે,

મહાત્મા સુદામાપુરીમાં અવતર્યા રે;
માતા મહાલક્ષ્મી કુખે જનમીયા રે,
લીધો દેશ હીત કાજે અવતાર રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૧

યુવાવસ્થાએ આફ્રિકા સંચર્યા રે;
ત્યાંતો દેશનાં દુઃખ હૈયે ધર્યા રે,
છોડ્યું સબળ સત્યાગ્રહ શસ્ત્ર રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૨

દુઃખ વેઠયાં કારાગૃહનાં દોહ્યલાં રે;
દેશ કાજે ગણ્યાં તેતો સોહ્યલાં રે,
દંડ્યા શત્રુને સર્યાં સહુ કાજ રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે ૩

ત્યાંથી પુનઃ સ્વદેશ પધારીઆ રે;
દેશ બંધુએ ફુલડે વધાવીઆ રે,
કીધો રાજનગરમાં નીવાસ રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૪

સાબરમતીનાં નીર અતિ નીર્મળાં રે;
ત્યાંતો બાપુજી આશ્રમ કરી રહ્યા રે,
કીધું દ્વારકાં સમુ શુભ ધામ રે;
ગાંધીજી રાજનગર રળિયામણું રે. ૫
ખેડાના ખેડુત શરણે આવીઆ રે;
સત્યાગ્રહના શસ્ત્રે બચાવીઆ રે,
ચંપારણમાંયે વાગી હાક રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૬
યુરોપખંડમાં વિગ્રહ જાગીઓ રે;
દુનિયામાં દાવાનળ લાગીઓ રે.
કીધી સરકારને તમે સ્હાય રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૭
ત્યાંતો વિગ્રહનો અંત આવીઓ રે;
કાળો કાયદો ઇનામમાં આલીઓ રે,
તેતો રાઉલેટ નામે પ્રખ્યાત રે;
ગાધીજી, રાજનગર રળીયામણું રે. ૮
જાગ્યું ભારતવર્ષ નિંદ્રા થકી રે;
ઘુમ્યા તીલક માલવિયા મહારથી રે,
મહમદ શૌકત લજપત નેરૂ રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે. ૯
સભા ભરી જલીઆનવાળા બાગમાં રે;
ત્યાંહી ડાયરે ઘોર જુલમ કર્યો રે,

માર્શલ-લૉએ સંહાર્યા નીર્દોષ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.— ૧૦
ખિલાફતે અસહકાર જનમીયો રે;
નોકરશાહીને મનમાં ન ભાવીયો રે,
હિંદુ મુસલીમ ઐક્યતા સાંધી રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.— ૧૧
ગાંધીજી સ્વરાજ્યની શરતો એમ ભણે રે;
ખાદી પહેરોને ચરખો ફેરવો રે,
લેજો સુતરને તાંતણે સ્વરાજ્ય રે
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.— ૧૨
નિજ દેશનું હિત જો ચિંતવો રે;
પટ પરદેશી ઝટપટ પરહરો રે,
શુદ્ધ ખાદી સજો શણગાર રે.
ગાંધીજી, રાજનગર રળીયામણું રે — ૧૩
શિખ સુણજો ગાંધીજીની આટલી રે;
મોહ-જાળને નિશ્ચય વિદારજો રે,
આજ્ઞા ધારીને કરૂં પ્રણામ રે,
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.— ૧૪
દિવ્ય મંત્ર સુણો મોહન તણો રે;
અવતાર તેતો પ્રભુનો ગણો રે,
કર્મવીર કસ્તુરબાના કંથ રે;
ગાંધીજી, રાજનગર રળીયામણું રે.— ૧૫

## ગરબો—૨

લેખક-દોશી મણીલાલ જેચંદદાસ મુ નડીઆદ.

રાગ-( ઓધાજી સંદેશો કહેજો શ્યામને ).

સાંભળ સજની વાત કહું આજે નવી,
દેશ બંધુઓ નીશદીન જાતા જેલજો.
સ્વતંત્રતાનું ધર્મ યુદ્ધ ચાલી રહ્યું,
મરવું ગણીયું સ્વરાજ્ય માટે સ્હેલજો. સાંભળ. ૧
સરકારે ઘડીઓ તો કાળો કાયદો,
ચમકી ઉઠયો સુણતાં આખો દેશજો.
ગામે ગામ પડી હડતાળો હિન્દમાં,
અશાન્તિએ પ્રજામાં કર્યો પ્રવેશજો. સાંભળ. ૨
જુલ્મ કીધો જલીયાંવાળા બાગમાં,
નિશસ્રો પર ચલાવી ગોળી બારજો.
નીર્દોષીના જાન અને લાજો લીધી,
ઘોર કૃત્યનો "ડાયર" છે કરનારજો. સાંભળ. ૩
ગાંધીએ સમજાવ્યા બહુ સરકાર ને,
રાજ ભક્તીથી સાચો કરી સહકારજો.
રહ્યા ભરૂસે પણ કાંઇ વળીયું નહિ,
નીરાશ થઇને કરીયો અસહકારજો. સાંભળ. ૪
ગાંધીજી એ ધર્મ યુદ્ધ આરંભીયું,
હિન્દ તણા સુપુત્રો થયા સામેલજો.

માતૃ ભુમીની સેવા સ્નેહે સ્વીકારીને,
હક્ક માગતાં હરખે જાતા જેલ જો. સાંભળ. ૫
દેશ હીતને કારણ દુઃખ વેઠી રહ્યા,
તન મન ધનની કીધી નહિ દરકાર જો.
સત્ય શાંન્તીનું શસ્ત્ર ગ્રહ્યું છે હસ્તમાં,
ગુણીયલ “ગાંધી” તેના છે સરદાર જો. સાંભળ. ૬
દોષ નથી કંઇ દેશભકતોનો ઓ સખી,
ન્યાય નીતિ ને પુરા છે ચાહનાર જો.
પ્રાણાંતે પણ અધર્મને ના આદરે.
સાચું કહેતાં શીક્ષા દે સરકાર જો. સાંભળ. ૭
સહાય થશે સત્યનો બેલી છે શ્રીહરી,
પ્રજા તણું તો બીજુ શું છે જોર જો.
અતીશય અનીતિ ઇશ્વર ના સાંખી શકે,
મસ્તાનીનો ઉતારશે મદ તોર જો. સાંભળ. ૮
દુઃખ દેખીને દેશ બધુનાં ઓ સખી,
મોજ શોખનો જુઠો તજીએ મોહ જો.
વસ્ત્ર વિદેશી લેઇને પતીત હું ના થઉં,
નહિ કરૂં નહિ કરૂં દેશ તણો હું દ્રોહ જો. સાંભળ ૯
મણીલાલની વીનતિ એ ઉરમાં ધરો,
સુંદર ખાદી ખંતથી પ્હેરો અંગ જો.
જેલ ગયેલા વ્હેલે વ્હેલા પધારશે,
સ્વરાજ્યને પણ લેતા આવે સંગ જો. સાંભળ. ૧૦

## ગરબો—૩

રાગ ( સુરત બગડીમાં મારૂં મન મોહ્યું ).

સુંદર ખાદીમાં મારૂં મન મોહ્યું.
સુતરને તાંતણે સ્વરાજ્ય લેઇશું,
સ્વરાજ્ય લેઇશું ને સ્વતંત્ર થૈશું,
દેશનો ઉદ્ધાર કરીશું હો બેન. સુંદર. ૧

ખાદી પહેરીને હું તો સાસરે ગઇતી,
સાસુજીએ મ્હાં મચકોડયાં હો બેન. સુંદર. ૨

શાને સાસુજી મ્હારાં મ્હોં મચકોડે,
મ્હેં તો મારી ફર્જ બજાવી હો બેન. સુંદર. ૩

હાથે કાંતીને હું તો હાથે વણું છું,
તેમાં આનંદ ઉર વાધે હો બેન. સુંદર. ૪

ખાદી પહેરીને હું તો મામા ઘેર ગઇતી,
મામીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર. ૫

શાને મામી મ્હારાં મ્હોં મચકોડે,
ખાદીથી દેશ આબાદી હો બેન. સુંદર. ૬

ખાદી પહેરીને હું તો કાકા ઘેર ગઇતી,
કાકીએ મ્હોં મચકોડયાં હો બેન. સુંદર. ૭

શાને કાકી મ્હારાં મ્હોં મચકોડે,
ખાદી તે મ્હારે રાયજાદી હો બેન. સુંદર. ૮

ખાદી પહેરીને હું તો માસી ઘેર ગઇતી,
માસીએ મ્હોં મચકોડયાં હો બેન સુંદર. ૯

શાને માસી મ્હારાં મ્હોં મચકોડે,
વિદેશીએ ડાટ વાળ્યો હો બેન. સુંદર ૧૦

* * * * * *

દેશ ડુબ્યો પરતંત્ર દશામાં,
વિદેશી વસ્ત્ર પ્હેરીને હો બેન સુંદર. ૧૧

ભુલ્યો કરીને ભીખ માગી ભારતે,
હજુએ આંખ કેમ ખોલે ના બેન. સુંદર. ૧૨

હીત ધારીને કંઈ હિન્દનું હૈયે,
સ્વદેશી સુત સહુ લેજો હો બેન. સુંદર ૧૩

જન્મ લીધો પુણ્ય હિન્દ ભુમીમાં,
કો દી કૃતઘ્ની ન થઇએ હો બેન સુંદર. ૧૪

સાચો ધરમ ગણી દેશ સેવાનો,
ઘેર ઘેર રેંટીયા રાખો હો બેન. સુંદર. ૧૫

લેખક—( દોશી મણીલાલ જેચંદદાસ નડીઆદ ).

## ગરબો—૪

રાગ—( ગાડી આવી ગુજરાત અગન કેરી ગાડીરે આવી. )

ખાદી ધરોને અંગ, સહીયર સહુ ખાદી ધરોને;
ઉરમાં લાવીને ઉમંગ, સહીયર સહુ ખાદી ધરોને.

સાખી—વસ્ત્ર વીદેશી પ્હેરીને, દુઃખી થયો બહુ દેશ;
હીત ચાહો જો હિન્દનું,
તેનો સંગ ન કરશો લેશ,—સહીયર.

સાખી—તજો મોહ વિદેશનો, મમતા ધરો સ્વદેશ;
જનની જન્મ ભુમી છે,
એજ જીવન આદેશ,—સહીયર.

સાખી—ભુખે મરે ભારતજનો, દયા હૃદયમાં હોય;
સુખ ઇચ્છો જો સર્વનું,
ફેશન કરો નહિ કોય,—સહીયર.

સાખી—ખાદી આબાદી કરે, કરે દુઃખ સહુ દુર;
સ્વતંત્રતાને આપીને,
સ્વરાજ્ય લાવે જરૂર,—સહીયર.

સાખી—દેશ હીતને કારણે, ગયા ઘણા જન જેલ;
ગાંધીનું કહ્યું માનીયે,
તોતો સ્વરાજ્ય લેવું સ્હેલ,—સહીયર.
ખાદી ધરોને અંગ,—સહીયર.

લેખક—( મણીલાલ જેચંદદાસ દોશી-નડીઆદ ).

## ગરબો—૫

રાગ-( ગિરીધારીરે વાત કહું તે વિચારો ).

દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો,
પ્રભુ મુક્ત ગુલામીથી કરજો.

ઝુલ—ઇચ્છા સ્વરાજ્યની ઉર દાખોરે;
મંત્ર શાંન્તી હવે જાપોરે;
મુળ ઇર્ષા તણાં સહુ કાપોરે;
હિન્દુ મુસલમીન કોલ આપોરે;
કરી ઐક્ય હવે, અધિક આત્મબળ ભરજો; પ્રભુ.
દિનાનાથ હવે, ભારતનું દુઃખ હરજો; પ્રભુ.

ઝુલ—કાંતી રેંટીએ હાથે વણજોરે;
નરનારી અંગે ખાદી ધરજોરે;
વિદેશી વસ્ત્રનો ત્યાગ કરજોરે;
ધર્મ યુધ્ધે ખુશીથી મરજોરે;
ડર છોડી હવે, જેલ સરકારની ભરજો; પ્રભુ
દિનાનાથ હવે, ભારતનું દુઃખ હરજો, પ્રભુ.

ઝુલ—અલી ભાઇઓને પકડયા જ્યારેરે;
શંકરાચાર્યને લૈ ગયા ત્યારેરે;
ગાંધીજીને કીધા કેદ ત્યારેરે;
રાખી શાન્તિ તમે અતિ ભારેરે;
ગુરૂ ગાંધીનીરે, આજ્ઞા સૌ ઉર ધરજો; પ્રભુ.
દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો; પ્રભુ.

૧૮૦૦૩



## ગરબો—૬

રાગ-( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે ).

ભારત ભાગ્યોદયમાં રૂડો રૂપાળો રેંટીઓરે;
મનહર સુખકર દુઃખહર દયાનીધી એ દેવ,
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે.

સાખી—જુનો પુરાણો રેંટીઓ, ફરતો હતો ગ્રહમાંય.
તજ્યો તેહને જ્યારથી, દુઃખી થયાં સૌ કોય.

તેના પાપે પરદેશીની ગુલામીમાં પડયારે;
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

સાખી—કપાસ ભારત દેશનો, પરદેશી લઇ જાય.
આપે વીસ કરોડને, ખાસઠ ઘસડી જાય.

આવે ખોટ ખરી અહીં બેતાળીશ કરોડનીરે,
એથી દેશ આપણો બહુ દુર્બળ દેખાય,
પ્રિતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

સાખી—અન્નપુર્ણા આ દેશનો, રૂડો રેંટીઓ સ્હોય.
ફેરવજો ધરી ટેકને, અધિક આનંદ હોય.

કાંતી હાથ વણેલાં વસ્ત્રો અંગે ધારજોરે,
અવિનાશી કહે થાશે દેશ તણો ઉદ્ધાર,
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે. ભારત.

## ગરબો—૭

રાગ—( ગીરીધારી રે વાત કહું તે વિચારો ).

સુણ સજની રે, શિખામણ કહું સારી;
તમે જોજો જરૂર વિચારી—ટેક
ભારતની રે, ભાગ્ય દશા પરવારી;
કરે રૂદન માત બિચારી.
ઝુલ—દયા દિલમાં તેની ધારી રે, કરો સેવા સત્ય સ્વિકારી રે;
થાજો ભારતને ઉપકારીરે,
સખી સમજોરે, સમય તણી બલિહારી—તમે જોજો ૧
બ્રાહ્મણની રે, સત્તા પણ પરવારી,
ક્ષત્રી બળ હીણ લાચારી;
ખેડુતની રે, થઇ છે ખુબ ખુવારી,
દિન દશા દિવસ દુઃખકારી.
ઝુલ—થયા વણજ વિનાના વેપારીરે, ભારતમાં વાધ્યા ભિખારીરે;
બધો દેશ બન્યો બિમારી રે,
સુખ ત્યાગો રે, સ્વદેશ હિત નરનારી.—તમે જોજો. ૨
ફેશનની રે, ફોગટ શી! ફિસીઆરી,
તન મન ધનને હરનારી;
સત્યાગ્રહ રે, શસ્ત્ર સબળ ભયહારી,
દ્રઢ ધિરજ ઢાલ તમારી,
જગ જીત્યું રે, સ્વદેશ હિત જયકારી.—તમે જોજો. ૩

પણ કરજોરે, પળ પળ પ્રેમ પ્રસારી,
પ્રાણુની બની બિન દરકારી;
સહી લેજોરે, સંકટ ધિરજ ધારી,
નિજ ચારિત્ર દેજો ચિતારી.
ઝુલ—બળ આત્મ સંયમનું વધારીરે,
હજો હિન્દ માતાને હિતકારીરે;
સ્હાય કરશે શ્રી ગિરીધારીરે,
મણિ મળશેરે સ્વરાજ્ય શુભ સુખકારી. તમે લેજો ૪
લેખક-( ભાઈચંદ ગોવર્ધનદાસ ગાંધી. નડીઆદ ).

---

## ગરબો—૮

---

તમે મુકીને મનની પ્રમાદીરે;
બ્હેની પ્હેરોની ખાદી.
ખાદી પહેરે તે શાહજાદી રે;
બ્હેની પ્હેરોની ખાદી ટેક.
ખાદી તે આદિ અનાદિ આ દેશે;
દેશની કરતી આબાદી રે. બ્હેની. ૧
વિધ વિધ વસ્ત્ર વધારે છે વ્યાધી;
ખાદી હરે તન બાદી રે. બ્હેની. ૨
ખાદી વિના બિજાં વસ્ત્ર ઉપાધી;
આદી સ્વરૂપમાં સાદી રે. બ્હેની. ૩

શાસ્ત્ર સકળનું છે સુત્ર સૂતરમાં;
ખાદી વગર બરબાદી રે. બ્હેની. ૪
સૂતરમાં સૂતર છે એ રસ્તો;
ખાદી પ્રભુની પ્રસાદી રે. બ્હેની. ૫
ખાદી તે ખલક તણી મહાદેવી;
ખાદી તે દેશની દાદી રે. બ્હેની ૬
ચંદ ચહે ચિત્તમાં નિત નેહે;
ખાદી સ્વરાજ્યની ગાદી રે. બ્હેની. ૭
લેખક ( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી નડીઆદ ).

ગરબો—૯

રાગ—( પુનમ ચાંદના ખીલી પુરી અહીં કે )
સૈયર બ્હેનોની સૌ ખાદી અંગે સ્નેહથી રે.
સુંદિર શોભીતી છે સુખકર પુર્ણ પવિત્ર;
તેના તેજ થકી અજ્ઞાન તિમિર અળગુ થયું રે.
દશ દિશ વ્યાપી કિર્તી જેની ચિત્ર વિચિત્ર;
ખાદી ખાંતે ખલકે ખેલે ખૂબ આનંદમાં રે. ટેક
સ.ખી—ખાદી ખલકે ખેલતી—ભગવતિ ગુણ ભંડાર;
ઉર આપે આનંદ એ—વંદુ વારંવાર
દેશોદયમાં દિસે દેવી સમ એ દિપતી રે;
કરશે વ્હેમ કુધારા કેરૂ તે ખંડન,
ભરશે ભાવ થકી ભૂતળ પર ભારે સંપતી રે;

હુર નિશ કરશે એતો સત્ય તણું મંડન.—ખાદી. ૧

સાખી—મંડન કરશે સત્યનું-સાથી સુતર સંપ.
કાઢે કલેશ કુસંપને-સંપ વસે ત્યાં જંપ.
ચિંતામણી સમ ચારૂ ચમકે ખાદી દેશમાં રે,
ઘર ઘર હુરતી ફરતી ગોર્ગી ગુણલા ગાય;
ધન ધન કહેતીને લેની તુજ પર ઓવારણાં રે,
દિર્ઘાયુશ ભોગવજે આપે એ અશિષ.—ખાદી. ૨

સાખી—હતી તણાતી બાપડી-મોહ પુરે લાચાર.
મોહન મળિયો મલપતો-કર ગ્રહી કાઢી બ્હાર.
મોહપુરેથા ખેંચી ખાદી કાઢી બારણે રે,
આશ્રય ઔષધ આપી દિધું શુભ સનમાન;
શાન્તિ આપીને સૂવાડી પ્રિતે પારણે રે.
હેતે હૂલાવીને કરતો નિત ગુણગાન.— ખાદી. ૩

સાખી—હતી દુરદશા તાહરી-પામી સતિ સત સંગ.
અજર અમર અવની વિષે-નૌતમ નિપની નંગ.
ઉત્તમ પદ્ધિ દિન પ્રતિ દિને પ્રભૂતા પામતી રે,
ખાદી નગર વસાવ્યું સાભ્રમતીને તીર;
હૈયે હરખે નિરખે સૌ જન પુરે પ્રેમથી રે;
ચંદ ચહેછે ચિત્તમાં ભવની ભાગે ભીડ.
ખાદી ખાંતે ખલકે ખેલે ખુબ આનંદમાં રે.— ૪

લેખક-( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધીપોળ નડીઆદ ).

## ગરબો—૧૦

રાગ—( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે ).

ચાલો સહીયરો સ્વરાજ્ય મંત્રને સાધીએરે.
ભણીએ સ્વતંત્રતાના ગાંધીજી પાઠ;
લઇએ નવ પ્રતિજ્ઞા નવરાત્રીના દીનમાંરે.
સાખી—પ્રથમ પ્રતિજ્ઞા રેંટીઓ-દુઃખ ઉદ્ધારક દેવ,
કાંતી જગ જીવાડીએ-પ્રીતે કરીએ સેવ.
સુંદર સુતર કાંતી ગ્રહમંદિર શોભાવીએ રે,
જેના તારે દીસતો ભારતનો ઉદ્ધાર;— લઇએ
સાખી—સ્વરાજ્ય સુતર તાંતણે-ખાદી દેશનું નુર.
દેશ સ્વતંત્રતા જો ચહો-(તો)વણીએ ખાદી જરૂર.
ધરીએ અંગ ખાદીને આર્યો નામ દીપાવીએરે;
ટાળી દેશનેબળ વિદેશી પરનો મોહ,— લઇએ
સાખી—ત્યાગી વિદેશી વસ્તુને-ત્યાગી વિદેશી વસ્ત્ર.
સંગ્રહ કદી ના કીજીએ-લઇએ સ્વદેશી વ્રત.
કરીએ ત્યાગ વિદેશી ભીષ્મ પ્રતિજ્ઞા લીજીએરે;
જેથી સુખીઓ થાએ આર્ય તણો સંસાર,— લઇએ.
સાખી—આત્મોન્નતિને આદરી-રહી વ્યસનથી દૂર
દબાઇ વ્યસનથી ભારતી-પરતંત્રતાનું પૂર.
રહેવા દુર્વ્યસનથી દુર સદા સંભાળીએરે;
કરીએ જગ સેવાની શ્રુતોનો અભ્યાસ,— લઇએ.

સાખી—હિંદુ મુસલમીન એક્તા-ધરી પરસ્પર પ્રીત.
સ્નેહે જગને જગાવીએ-પઢાવી પ્રેમની રીત.
વધાવી દિવ્ય સ્નેહને સ્નેહામૃત રેલાવીએરે;
જગાવી કર્મ માર્ગથી દેશોદ્ધારક મંત્ર,— લઇએ
સાખી—ધીરજ શીલતાને વળી-કદી ન કરીએ ક્રોધ,
શાન્તિ પાઠ સદા પઢી-ગજવીએ ત્રૈલોક.
વસાવી અન્ય ગુણોને અહીંસાવૃત ઉજાળીએરે;
ઉજાળી ઉજ્જવલતાથી આત્માનો પ્રકાશ,— લઇએ
સાખી—શીલ વૃતની સાડી સજી-કરીએ પતીની સેવ.
કટુ વચન ના ભાખીએ-રીઝે દેવાધીદેવ.
પતીની પૂંજા થકીતો જગ લ્હાવો લેવાયછે રે;
જેના હરનીશ ગુણો બ્રહ્માદીક પણ ગાય,— લઇએ
સાખી—લોક સેવામાં મચી રહી-રહી દુર્વ્યસનથી દુર.
ધર્મ આપણો જાણીએ-હણીએ ભારત ભૂખ.
અએલી હિંદ આબાદી સ્વાધીનતાને લાવીએ રે,
શીખવો પુત્ર-પુત્રીને જગ સેવાનાં સુત્ર,— લઇએ
સાખી—નવરાત્રીના દીનમાં-પ્રતિજ્ઞા એ લેવાય.
આર્ય સન્નારીને બળે-સ્વરાજ્ય ઘર ઘર થાય.
સુધરે આર્ય બાળા તો ભારતને સુધારશેરે;
એતો રેલવશે અહીં સ્વર્ગીય દિવ્ય સંદેશ.— લઇએ

લેખક-( ચતુરલાલ ઉત્તમરામ પંડયા ).

## ગરબો—૧૧

—સ્વરાજ્ય વાંચ્છના—

રાગ—( વહાલા તમે પુરૂષ અમે નારી ).

અમે હવે સ્વરાજ્ય લઇશું (૨)
લઇશું લઇશું લઇશુંરે; અમે હવે સ્વરાજ્ય લઇશું.
સ્વરાજ્યનો ઝુંડો ફરકાવી, મુક્ત ગુલામીથી થઇશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
વિદેશી વસ્ત્રનું દહન કરીને, ખાદી અંગ ધરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મહાસભાની આજ્ઞામાં રહીને, કાયદાનો ભંગ કરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
હસતાં હસતાં જેલમાં જઇશું, જેલને મહેલ માનીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
કૃષ્ણ જન્મનું સ્થાન છે સુંદર, અધિક આત્મબળ ભરીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
મરીશું, પણ નહિ મારીએ કોઇને અડગ સત્યાગ્રહી રહીશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
અમલદાર કાઢે કદી ડોળા, તેથી હવે નહિ ડરશુંરે;
અમે હવે સ્વરાજ્ય લઇશું.
સાચી સલાહ મહાત્મા ગાંધીની, અવિનાશી ઉર ધરશુંરે;
હવે અમે સ્વરાજ્ય લઇશું.

## ગરબો—૧૨

રાગ—( ઓધવજી સંદેશો કહેજો શ્યામને ).

સ્વદેશની મમતા મનથી નવ મૂકીએ;
સોએ સો કદિ સંકટ આવે શીરજો.
ચુરા થઇ પડીએ પણ ચીન નવ ચુકીએ;
સ્વદેશનું શુભ ચિંતવીએ દિન નીશજો. સ્વદેશની. ૧
જન જાતીનો દેહ ધર્યો જે દેશમાં;
તે ભૂમીને ગણીયે માતા તુલ્યજો.
હૈડે ધરીએ હેત વિશેષ હંમેશમાં,
ઉત્તમ ગણીએ અંતર મહિં અમુલ્યજો. સ્વદેશની. ૨
સદૈવ કરીએ યત્ન સ્વદેશ સુધારવા;
કામ પડે તો કરીએ તન કુરબાનજો.
વળિ શ્રમ કરીને ઉદ્યોગ નવીન વધારવા;
સ્વદેશ તરતો કરવા ધરીયે તાનજો. સ્વદેશની. ૩
રાષ્ટ્ર તણા દ્રોહી કદી થઇએ નહિ;
મળતું હોય ત્રીલોકી રાજજો.
દેશ દ્રોહી કદી સુખી કોઇએ નવ થયા;
દેશળ માધવ મુવા છે વિણુ મોતજો. સ્વદેશની. ૪
દેશ તજી પરદેશ વિષે જઇએ કદી;
પણ બહુ ધરવો સ્વદેશ ઉપર પ્રેમજો.

સ્વસ્થાનકથી દીલે ઉદાસી નવ થવું,
નિજ જનિતાથી હેત ન તજીએ જેમજો— સ્વદેશની. ૫
મરણ પથારી પર તો સૌ પ્રાણી મરે;
કહીએ તેની કાયા ગઇ ન કામજો.
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે;
નવજુગ તેનાં રહ્યાં છે નિશ્ચળ નામજો.— સ્વદેશની ૬
સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમાં;
એવા એવા કરીએ અધિક ઉપાયજો.
કષ્ટ ન પામે કોઇ કુસંપ કલેશમાં;
સંપી જંપીને સૌએ સુખીઆં થાયજો.— સ્વદેશની. ૭
પોતાના ટંટા પોતે પતાવજો;
સમજુ હોતો જસો ન કદી સરકારજો
પંચજનોની પાસે ન્યાય કરાવજો;
ખચીત નહિ તો થાશો ખુબ ખુવારજો.— સ્વદેશની. ૮
સ્વદેશમાં જે કોઇ કુસંપ કરાવશે;
નિશ્ચે જાણો પાપી તેનું નામજો.
હિન્દ તણા અણમૂલા હીરા જે હતા,
દીધો જઇને જેલ મહીં મુકામજો— સ્વદેશની. ૯
કર્મ કાળુ કર્યું કાકુએ ધનના લોભથી;
કરાવ્યો વલભીપુરનો વીનાશજો.
દુર્જન તેને કહે છે સૌ ઇતિહાસજો.— સ્વદેશની. ૧૦

## ગરબો—૧૩

રાગ—( ભજનનો )

મન મંદીરે મહાલો મોહનલાલ, મન મંદીરે મહાલોરે.
તરવું શ્રી ગાંધીજી તમારા નામ પર;—
મુકીને કાઠ માઠ કાલોરે.— ( ટેક )

સાખી—સત્યાગ્રહ કરી જીત્યા, જે આફ્રિકા દેશ.
સર્વ જનનાં સંકટ હર્યાં, દુઃખ નહિ ત્યાં લેશ.
તેના સત્યના પ્રતાપ, થયો હિન્દમાં પ્રકાશ;
સૌ ભારતવાસીઓ જાણોરે.—મન.

સાખી—સત્યાગ્રહ આરંભીઓ, આવી નટપુર ગામ.
ગાંધી મહાત્મા ઘણું જીવો, થાય હિન્દનાં કામ.
જાત મને વહાલી નથી, નાત મને વહાલી નથી;
તમે મોહનલાલ વહાલારે.—મન.

સાખી—અસલ જ્ઞાન તમે આપીઉં, થઈ પ્રભુના દાસ.
ધન્ય હિન્દના ભાગ્યને, કરો દુર્વ્યસનોનો નાસ.
શીખી પ્રેમની રીત, જીત્યાં સર્વેનાં ચીત;
તમે વીવેક ચાલ સૌ ચાલોરે.—મન.

લેખક—( ચતુરભાઈ ભગત—નડીઆદ ).

## ગરબો—૧૪

રાગ—( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે ).

સદ્ગુણી શાણી હિન્દ તનુજા સાંભળોરે,
થયો ફેશનથી આ દેશ સહુ પાયમાલ;
માટે ફેશન કેરો ત્યાગ તમે સત્વર કરોરે. ૧

ગાંધી ગુરૂ ગણીને રાષ્ટ્રીય શિક્ષણ લ્યો તમેરે,
કરજો વસ્ત્ર વિદેશી વહાલી બ્હેનો ત્યાગ;
એમાં હિત સમાયું વ્હાલા હિંદુસ્તાનનું રે. ૨

બારીક વસ્ત્રોથી કાયા ઉઘાડી દીસતીરે,
તેથી ધર્મ સતીનો જગમાંથી તમ જાય;
ખાદી અંગ તમારૂં સુંદર રીતે ઢાંકશેરે. ૩

બેની અનસુયાને ભારત ભક્ત સરોજનીરે,
દેશ ઉદયનો કરતાં શુભ ઉદ્યોગ;
કીર્ત્તિ જગમાંહી ઇતિહાસો ગાશે તેહનીરે. ૪

ઘાયલ ઘણું થયું છે હિન્દ ગવન વાયલ થકીરે,
છીંટો છાયલથી ભારત ભિક્ષુક થાય;
આબાદી દીસે છે દેશ તણી ખાદી થકીરે, ૫

રાષ્ટ્ર ઉદ્ધારક શોભે સુંદર રેંટીઓરે,
તાર સુતરમાં છુપાયું સ્વરાજ્ય;
સ્વદેશી વ્રત શીખો ને શીખવો સહુને ભાવથીરે. ૬

લેખક—( ચોકશી જદુભાઇ ).

## ગરબો—૧૫

રાગ—( રઘુપતી રામ હૃદેમાં રહેજોરે ).

ગુણીયલ મ્હારી બેન અસહકારી બનજોરે
તમે સાચો સત્યાગ્રહ કરજો. ગુણીયલ.
આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સરવે એ ખાદી રે
ત્યારે કહેવાશો સ્વરાજ્ય વાદી ગુણીયલ. ૧
પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાંખજો કહાડી ગુણીયલ. ૨
બંગડી પોલકાં ને ફેન્સી ફરાગોરે
બહેનો સરવે એ સત્વર ત્યાગો રે
સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ. ૩
અતી લાડથી જેને ઉછેર્યા રે
જેણે રામ તણાં મન હેર્યાં રે
એવાં સીતાએ વનકુળ પહેર્યાં ગુણીયલ. ૪
દેશ ભક્તમાં નામના જેની રે
કીર્તી જગમાં ગવાશેજ તેની રે
એવાં ધન્ય સરોજની બહેની ગુણીયલ. ૫
દયા દેશની દીલમાં આણી રે
મુક્યાં પરદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ. ૬

એની અનસુયાનાં જોઇ કામોરે
લીધો ભારતી માચે વીસામોરે
પ્રસન્ન થઇ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ. ૭
જેનાં માત પીતા હશે એકરે
વળી કુળમાં હશે જો વીવેકરે
તેતો રાખશે સાચો આ ટેક ગુણીયલ. ૮
કુળવંતીને ઝાઝુ શું કહીએરે
હવે આટલેથી છાનાં રહીએરે
જરા સમજે તેને શીખ દઇએ ગુણીયલ. ૯
એનો મોટી તમારી આ ખામીરે
જોઇ ભારતી લજ્જા પામીરે
કવી રાવ કહે શીર નામી ગુણીયલ. ૧૦

લેખક—( અંબાલાલ પ્રહલ્હાદજી રાવ કવી નડીઆદ ).

---

## ગરબો—૧૬

---

મોહન હિન્દ કનૈયો !
સ્વરાજ્યનો ગોવર્ધન તોળે મોહન.
શકે ન તોળી બીજો એવો
ભારત માનો છૈયો મોહન.
ટચલી આંગળીએ ગોવર્ધન તોળ્યો તેહ કનૈયો
સૂત્ર તાંતણે સ્વરાજ્ય તોળે ભારતમાનો છૈયો મોહન

અધર્મ ટાળી ધર્મ સ્થાપવા જન્મ્યો હિન્દ કનૈયો,
"કે" ભારત ભયભીત નીહાળી શું આવ્યો વ્રજ લૈયો. મોહન.
સોળ સહસ ગોપી મનહારી બંસીનો બજવૈયો,
સ્વરાજ-ગાને ચિત્ત હરે એ અસહકારી લડવૈયો. મોહન
કંસ દેખ્યો મલ્લ અખાડે મૃત્યુ રૂપ કનૈયો,
વિદેશીએ જોઈ કાળ રૂપ એ પૂર્યો જેલ કનૈયો. મોહન.
મોહન તારા આત્મ ભોગથી ભુલવ્યો આજ કનૈયો,
કર્મ યોગીને ચરણે નમતાં જાણું એજ કનૈયો. મોહન

---

## ગરબો—૧૭

રાગ—( શુ નટવર રમત થેઈ થેઈ નાચી ગયો ),

શું ! ફેશનના ફંદમાં ફસાઈ ગયાં;
ફસાઈ ગયાં ધન ઘસાઈ ગયાં. શું ! ફેશનના
સાખી—કાચી કાચની બંગડી, પરહસ્તે પહેરાય;
માન ઘટે માનની તણું, કો દી લાજ લુંટાય.
નીતિ શૃંગાર સ્નેહે અંગ ધરો સજની;
કેમ વિદેશી વસ્તુને મોહી રહ્યાં. શું ! ફેશનના.
સાખી—વસ્ત્ર વીદેશી પહેરતાં, ખુલ્લું અંગ જણાય;
કુલીન વહુ દીકરી તણી, માઝા નહિ સચવાય.
ગઈ ગઈ ક્યાં શાન ને શુદ્ધ ભાન શું ભુલ્યાં રે;
લઈ લઈને વીદેશી માલ દુ:ખમાં ડુલ્યાં રે.

સાખી—સાચો ધર્મ સ્વદેશનો, ધરો સ્વદેશે પ્રીત;
દેશ દાઝ દીલમાં ધરી; ચાહો હિન્દનું હીત.
દેશનો ઉદ્ધાર કરો, રેંટીઓ ચલાવીને;
શું ! વીલાસી બની પ્રમાદી થયાં. શું ! ફેશનના.
લેખક-( મણીલાલ જેચંદદાસ દોશી નડીઆદ ).

ગરબો—૧૮

રાગ-( ઓધવજી સદેશો કહેજો સ્યામને ).
ભારતનું હિત ચાહો ચતુરા ચિતથી,
આ-ભારતના હિતમાં હિત સૌનું હોયજો;
ભારતનું ભાવી છે ભગિની હાથમાં,
બાળાપણામાં દે બાળકને બોધજો. ભારતનું. ૧
કુમળું ઝાડ નમાવે તે રીતે નમે,
વૃક્ષ થએ ના વાળ્યું તેહ વળાયજો;
ત્યમ બાળકના હૃદય કમળપર પ્રેમથી,
જેવા પૂરે તેવા રંગ પૂરાયજો. ભારતનું. ૨
વિદ્યા વિનય વિચાર તણાં બી વાવવાં,
દયા ધર્મને સ્વતંત્રતાની સાનજો;
માત પિતા ગુરૂ જનની સેવા આદરે,
સ્વદેશની શેવાનું આપો જ્ઞાનજો. ભારતનું. ૩
સત્યાગ્રહિનું શિક્ષણ શિશુને શિખવો,
તત્વ તર્ક અર્થ શાસ્ત્રનાં અંગજો;

ચારિત્ર કેરાં ચિત્રો ચિતરશે ચિત્તમાં,
ભારત-મણિ ભૂમિ બદલાશે રંગમાં. ભારતનું ૪
લેખક-( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી મુનડાબાદ ).

## ગરબો—૧૯

રાગ-( મેટા બંટા રે ગગનમાં દીસે છે ).

આઘો આઘો વિદેશી ફેરીઆ રે, (૨)
મારાં આંગણીઆં અભડાય રે. આઘો.
બાર ખુલ્લાં મારાં ખુલ્લી બારીઓ રે, (૨)
મારાં દ્રવ્ય ડેલી બ્હાર જાય રે. આઘો.
મારાં અર્ધ ભુખ્યાં ભાંડરૂ રે, (૨)
ભાણે ભોજનીયાં ધુળ થાય રે. આઘો.
માથે ધોળી ટોપી ધોળાં આંગલાં રે, (૨)
બાલુડાં મારાં બળી જાય રે. આઘો.
મારાં દુધમલ મીઠડાં મોઘલાંરે, (૨)
એની આરે ગ્યતા અટવાયરે. આઘો.
તારાં ડુગ દારનાં ડોલચાંરે, (૨)
મારા પિતૃ ને દેવ દુભાયરે. આઘો.
મારાં ભજન પુજન ભુલાવતોરે, (૨)
મારાં કીર્તનીયાં કચવાયરે. આઘો.
ભમગળી આંખોમાં ભુરકીરે, (૨)
કર્મ, ધર્મ ને અર્થ લુટાયરે. આઘો.

ક્ષેત્રપાળ જાગ્યા આ ખાદીના રે, (૨)
એની આંખ રાતી ચોળ થાય રે. આઘો.
જે લાખો કરોડો લુંટતો રે,
હવે હિન્દ ન હંફવાય રે. આઘો.
લેખક—( વીહારી )—( ગુજરાતી પંચમાંથી )

## સ્વરાજ્ય ગર્જના.



### વિદેશી વસ્ત્ર પહેરીને.

રાગ—( ગઝલ ).

સહોદર હિન્દના જાયા, મુકો કાં માતની માયા;
નહીં અભડાવશો કાયા, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧

કૃપાણુ કાં કટારીથી, ચીરોછો માતની છાતી;
પીલો કાં હિન્દને પગથી, વિદેશી વસ્ત્ર પહેરીને. ૨

જનેતા કાં કરો જાની, દીયો કાં જીવતી દાટી;
ભક્ત થઇ ના થશો ઘાતી, વિદેશી વસ્ત્ર પહેરીને. ૩

ધુઓ કાં ધર્મને ધુળથી, ઉખેડો વૃક્ષ કાં મૂળથી;
વિંધો કાં ગાયને શૂળથી, વિદેશી વસ્ત્ર પહેરીને. ૪

ગલાવ્યા પેટ ભર જેણે, ઘસાવ્યાં નાક પણ જેણે;
હજુ શું પોપશો તેને; વિદેશી વસ્ત્ર પહેરીને. ૫

ભૂખે માર્યા હજારોને, તજાવ્યા દેશ લાખોને,
કર્યા નાગા કરોડોને, વિદેશી વસ્ત્ર પહેરીને. ૬
કરાવ્યા ઝુંપડા ખાલી, દીધા છે ગામડા બાળી,
સુકાવી ભૂમી હરિયાળી, વિદેશી વસ્ત્ર પહેરીને. ૭
શરીર વેચ્યાં વિદેશીને, જીવન વેચ્યાં વિદેશીને,
શિરે વેઠયાં વિદેશીને, વિદેશી વસ્ત્ર પહેરીને. ૮
હકુમત હિન્દની ખોઈ, સલામત છે નહિ કોઈ,
ગુલામીમાં રહ્યા મોહી, વિદેશી વસ્ત્ર પહેરીને. ૯
અહો! મુજ મા જણ્યા શાણા, પુછુંછું શું થશો પાણા,
ખુટયાં નાણાં અને દાણા, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧૦
દયા માગે દયા માગે, જનેતા જળ ભરી આંખે,
અઘોરી એકલા ઊંઘે, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧૧
રસાતળ જાયછે માતા, અહો મુજ બંધુ તમ બેઠા,
શરીરને ના કરો એઠાં, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧૨
અહો સેવક અહો પોષક, અહો શિક્ષક અહો રક્ષક,
થશો ના ભાંડુના ભક્ષક, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧૩
તજી ધાવણ જનેતાનું, પીયાં કાં પય સૂયાણીનું,
કરો કાં ઝેર અમૃતનું, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧૪
નવસ્ત્રાં છો પડે ફરવું, ન માયાથી ભલું મરવું,
કહો સૌ કે નથી જીવવું, વિદેશી વસ્ત્ર પહેરીને. ૧૫
અહો જો ધર્મની દિક્ષા, અહો જો દેશની રક્ષા,
મને દ્યો આટલી ભિક્ષા, વિદેશી વસ્ત્ર છોડીને. ૧૬

# રાષ્ટ્ર બંધુઓને વીનંતિ.

(રાગ—ગઝલ).

વિદેશી માલ લેનારા, જરાતો લાગણી રાખો;
ગરીબડા દેશની ખાતર, જરાતો લાગણી રાખો.
તમારા દેશની લક્ષ્મી, વિદેશે શીદ કાઢો છો;
કરોડો લક્ષ્મી ભારતની, અરેરે કાં ગુમાવો છો.
મરેછે અન્ન વિણુ લાખો, મરેછે વસ્ત્ર વિણુ લાખો;
મરેછે ધંધા વિના લાખો, દયા લાવો દયા લાવો.
અરે આ રાંક માતાએ, તમોને અન્નથી પોષ્યા;
દયાળુ માતૃ ભૂમિએ, હવા જળથી થઈ પોષ્યા.
બનો ના માતના દ્રોહી, બનો ના દેશના વેરી;
વિદેશી વસ્ત્ર લાવીને, કરો ના દેહને ઝેરી.
અમારા હિન્દના હીરા, મહાત્મા જેલમાં બેઠા;
વિસારી ધર્મને શાને, વિદેશી પક્ષમાં પેઠા.
ગયા છે દાસને નેહરૂ, શૂરા પંજાબના લાલા;
તુરંગે છે અલી ભાઈઓ, સમજશો શું નહિ વ્હાલા.
રીબાતા દેશ બંધુની, પીલાતા દેશ પ્રેમીની;
દયા લાવી સજો ખાદી; દયાળુ છો ખરા હિન્દી.
જમ નો ઓળખી લ્યોને, તમારો ધર્મ સમજોને;
વિદેશી વસ્ત્ર ત્યાગોને, હૃદયના દ્વાર ખોલોને.
સજો ખાદી સજો ખાદી, કહું પ્રેમે સજો ખાદી;
મહાત્મા ગાંધીની ખાતર, સજો ખાદી સજો ખાદી.

## કરો ના પ્રાણની પરવા.

રાગ—( ગઝલ ).

બન્યા શું સ્વાર્થમાં અંધા, હૃદયનાં ચક્ષુને ખોલો;
થયા બેહાલ ભારતના, છતાં કયમ સુખમાં ડોલો.
જરીતો લાગણી રાખો, દુઃખો તમ દેશનાં હરવ;
સજીને આત્મ બળ શસ્ત્રો, કરો ના પ્રાણની પરવા. ૧
વિદેશી જાળના ફંદે, ફસીને મોહ શું પામે;
કરીને દેશ હીન કાર્યો, સુકીર્તિનો સજો જામો.
બધા છળ બળ જવા દેઇ, ખરે પરમાર્થમાં ફરવા,
સજીને આત્મ બળ શસ્ત્રો, કરો ના પ્રાણની પરવા. ૨
ભલે હો મ્હેલમાં વસતા, ખીતાબો ચાંદને ધરતા;
તથાપી દેશ ભક્તિથી, હમે તો તુચ્છ તે ગણતા.
ઉમંગી ઊરમાં થાઓ, ઉન્નતી દેશની કરવા;
સજીને આત્મ બળ શસ્ત્રો, કરો ના પ્રાણની પરવા. ૩
નમાલા ના કદી થઇએ, દયા દીલ દેશની ધરીએ;
અનીતિ ના જ આદરીએ, પછી ના કોઇથી ડરીએ.
ચડો ઝટ ધર્મના યુદ્ધે, પુન્યોના પુંજને ભરવા;
સજીને આત્મ બળ શસ્ત્રો, કરો ના પ્રાણની પરવ. ૪
તમે સ્વરાજ્ય લેવાને, શીરે સંકટ સહન કરજો;
ગણીને જેલને મ્હેલો, પુરા પ્રેમે જઇ ભરજો.
ગયા છે હિન્દના હીરા, ગયા ગાંધી ગુણી ગરવા;
સજીને આત્મ બળ શસ્ત્રો, કરો ના પ્રાણની પરવા, ૫

લેખક—( દેશી મણીલાલ જેચંદદાસ નડીઆદ ).

# વીર પ્રતિજ્ઞા

(રાગ— આ ગયા હૈ કર્મયુગ કુછ કમ કરના શીખલો ).

નિજ દેશ સેવા હેતુ મેરા જન્મ હૈ સંસારમેં,
યહ તુચ્છ જન્મ તત્પર સદા હોગા સ્વજાતિ સુધારમેં. ૧
વિદ્વેષ ભાવો કો મિટાના મુખ્ય મેરા કર્મ હૈ,
જાતિયતા કે ભાવ ફૈલાના પ્રથમ શુચિ ધર્મ હૈ. ૨
મમ શક્તિયોં હોગી સદા વ્યય દેશ ભક્તિ પ્રચારમેં;
ઉદ્દેશ હોગા પ્રેમ ફૈલાના મનુજ પરિવારમેં. ૩
પ્રિય દેશ શેવા નાવમેં ચઢ ભવ ઉદધિ તર જાયગે,
ચલતે સમય તક દેશકા ઉપકાર કુછ કર જાયગે ૪
મુઝકો નીરાશ ન કર શકેગે વિઘ્ન બાધાયેં કભી,
આનંદમય ઉદ્યોગ ફલકો વહ બનાયેંગે સભી. ૫
જીસ કાર્યમેં બાધા ન હો બસ વહ સરસ્તા હીન હૈ,
ગુણવાન બુદ્ધિ પ્રયોગ બીન નિર્ગુણ સદશાહી દીન હૈ ૬
હોગા હ્રદયમેં સર્વદાહી પ્રેમ ભારત દેશકા,
હોગા પ્રવાહ શરીરમેં શુચિ ભક્તિ કે આવેશકા. ૭
અપને અપેક્ષિત કાર્યમેં તત્પર રહુંગા મેં સદા,
ઉસ દેશ સેવા કર્મમેં હોગી સહાયક આપદા. ૮
યદિ દેશ હિત મરના પડે મુઝકો સહસ્ત્રો બારભી,
તોભી મેં ઇસ કલેશકો નિજ ધ્યાનમેં લાઉં કભી. ૯
નિજ ભાઇયોં કો પદ દલિત હોને નહુંગા મૈં કહીં,
બદનામ હોગા દેશ યહ દેશાન્તરોમેં અબ નહીં. ૧૦

## ફોટોગ્રાફીક ફેન્સી ચિત્રોવાળી જૈન સમાજમાં અતિ આદર પામેલી રસીક નાવેલો તૈયાર છે.

| | | |
|---|---|---|
| રતનગઢની રંભા-(પવિત્ર પ્રેમ) ... | કીં. રૂ. | ૩-૦-૦ |
| કુમુદકુમારી-(ઝેરીમહેલનાં ચમકાવનારાં કૃ.ભે...) | રૂ. | ૩-૦-૦ |
| વનવાસીનો-( અદ્ભુત ભેદ )... | ...રૂ. | ૨-૦-૦ |
| ભામાની કે ભૈરવી-(મૂરખ બનતો ડીટેકટીવ) | રૂ. | ૨-૦-૦ |
| ગુર્જરી ( મુ ભાઇની શેઠાણી )... | ...રૂ. | ૨-૦-૦ |
| જાદુરૂપી બજાર(તીલસ્માતી ભંડાર ભાગ ૧-૨) | રૂ. | ૪-૦-૦ |
| વીલાસ સુંદરી-જાદુનો પલંગ (ભાગ ૧થી૮) | રૂ. | ૪-૦-૦ |
| કુંદન-કુસુમ (સંસારીક નવલકથા ભા. ૧ થી ૮) | રૂ. | ૧૦-૦-૦ |
| મહાભારત-અઢારે પર્વ, મોટા અક્ષર, સુંદર ચીત્રો અને રાગ રાગણીથી ભરપૂર છે... | રૂ. | ૩-૦-૦ |
| કુસુમ-કુમારી-(ભાગ્યની વીચીત્ર પ્રબળતા... | રૂ | ૧-૮-૦ |

એ શીવાય તમામ જાતનાં પુસ્તકો હમારી પાસેથી મળી શકશે. જવાબ માટે રીપ્લાઈ કાર્ડ લખવો.

બુકસેલર જદુલાલ નારણદાસ.

ઠે. સ્વામીનારાયણના મંદીર પાસે,

મુ. નડીઆદ.